# 10. આલાલીલા વાંસડિયા

આ લોકગીત છે. લોકગીત લોકસમૂહ દ્વારા રચાય છે. પરંપરાથી લોકગીત લોકોમાં ગવાતું ચાલ્યું આવે છે. લોકગીતો સહેલાઈથી ગાઈ શકાય એવાં હોય છે, તેથી તે નાનાં-મોટાં સૌને આનંદ આપે છે. આ લોકગીતમાં પ્રકૃતિ દ્વારા ભાવસભર વાણીમાં કૃષ્ણભક્તિ રજૂ થઈ છે.



આલાલીલા વાંસડિયા રે વઢાવું,
એની રે ઉતરાવું રે પ્રભુજીની વાંસળી રે લોલ.
આલાલીલા...

વાંસળીએ કાંઈ હંસ, પોપટ ને મોર,
વાંસલડી વગાડે રે નંદજીનો લાડકો રે લોલ.
આલાલીલા...

વાંસળીએ કાંઈ ફૂમતાં લટકે ચાર,
આંગળીએ અંગૂઠી ને અંગૂઠીમાં હીરલા રે લોલ.
આલાલીલા...

આવ્યા - આવ્યા ઓતરા દશના મેહ,
પાદરડાં ખેતરડાં રે હરિ કેરાં છલી વળ્યાં રે લોલ.
આલાલીલા...

ખેતરિયે કાંઈ ઝૂલી રહ્યા છે મોલ,
મોલે - મોલે ગૂંથી દીધાં પરભુજીએ મોતીડાં રે લોલ.
આલાલીલા...

## • ટિપ્પણ

**આલું** આછી ભીનાશ ધરાવતું **ઓતરા દશ** ઉત્તર દિશા, **છલી વળવું** ઊછળી ઊઠવું, ઊભરાઈ જવું, **મોલ** પાક, **મોતીડાં** અહીં 'મોતી' જેવાં ડૂંડાં

## • ભાષા-સજ્જતા

લોકસાહિત્ય એ લોકોનું, લોકો માટેનું અને લોકો વડે રચાયેલું સાહિત્ય છે. પરંપરાથી લોકોમાં કહેવાતું-ગવાતું એ ચાલ્યું આવે છે. સરળ શબ્દો, જીવંત ભાષા, મધુર ભાવ અને મીઠી હલક એનાં આગળ તરી આવતાં લક્ષણો છે. લોકસંસ્કૃતિની વાત પણ એમાંથી મળી રહે છે.

આ લોકગીત અવારનવાર રેડિયો-ટી.વી. પરથી પ્રસારિત થાય છે. એમાં કૃષ્ણભક્તિ છે, સાથેસાથે પ્રભુની ખેતીવાડી પર થતી મહેર વિશે અહીં ઓછા શબ્દોમાં અને ભાવસભર વાણીમાં રજૂ થયું છે.

## • અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :**

(1) વાંસડિયા શા માટે વઢાવવાના છે ?

(2) વાંસલડી કોણ વગાડે છે ?

(3) વાંસળીએ શું લટકે છે ?

(4) મેહ કઈ દિશાએથી આવે છે ?

(5) ખેતરમાં શું ઝૂલી રહ્યું છે ?

● **સ્વાધ્યાય**

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) વાંસળી શેમાંથી બનાવવાનું કહ્યું છે ?

(2) ગીતમાં કયાં - કયાં પક્ષીઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે ?

(3) ગીતના આધારે વાંસળીનું વર્ણન કરો.

(4) ગીતમાં મોતીડાં શબ્દ કોના માટે વપરાયો છે ? શા માટે ?

(5) ગીતમાં શ્રીકૃષ્ણ માટે કયા - કયા શબ્દો વપરાયા છે ?

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર પોતાની રીતે વિચારીને લખો :**

(1) વાંસળીવાદકોનાં નામ શોધીને લખો.

(2) વાંસળી કેવી રીતે વાગતી હશે ?

(3) વાંસળીની જેમ ફૂંક કે હવાથી વાગતાં વાદ્યોનાં નામ લખો.

(4) તમારા વિસ્તારના આવા વાદકોનાં નામ લખો.

(5) અન્ય વાદ્યોનાં નામ લખી, તેના પ્રસિદ્ધ વાદકોનાં નામ લખો.

(6) શ્રીકૃષ્ણ માટે વપરાતા બીજા શબ્દો શોધીને લખો.

**3. ઉદાહરણ મુજબ યોગ્ય શબ્દો લખો :**

**ઉદાહરણ : આંગળી - અંગૂઠી**

(1) કાન - ____________ (2) નાક - ____________

(3) હાથ - ____________ (4) પગ - ____________

(5) ડોક - ____________ (6) કેડ - ____________

## 4. નીચેના શબ્દો માટે ગીતમાં વપરાયેલ શબ્દો શોધીને લખો :

ઉત્તર - ______________ ખેતર - ______________

વરસાદ - ______________ પાક - ______________

પાન - ______________ પ્રભુ - ______________

## 5. નીચેની પંક્તિનો અર્થ તમારા શબ્દોમાં લખો :

ખેતરિયે કાંઈ ઝૂલી રહ્યા છે મોલ,
મોલે - મોલે ગૂંથી દીધાં પરભુજીએ મોતીડાં રે લોલ.

આલાલીલા...

## 6. સૂચના પ્રમાણે કરો :

- વિવિધ વાદ્યોનાં નામ લખો.
- આ વાદ્યો કેવી રીતે વાગતાં હશે ?
- આ વાદ્યોનો ઉપયોગ કયા-કયા પ્રસંગે થાય છે ?
- તમે કયા અનુભવના આધારે આ કહી શક્યા ? વર્ગમાં ચર્ચા કરો.

**• પ્રવૃત્તિ**

(1) તમારા વિસ્તારનું લોકગીત મેળવીને લખો અને વર્ગખંડમાં ગાઈ સંભળાવો.

(2) રેડિયો, ટી.વી. પર લોકગીતો સાંભળો.

(3) ઝવેરચંદ મેઘાણીના પુસ્તક ‘રઢિયાળી રાત’માંથી લોકગીતો મેળવીને ગમતાં ગીતો લખો.